દંપતીધર્મ પુસ્તક માળા–પુસ્તક ૨–૩જું.

# दंपती-पत्रालाप.



પ્રકાશક

ભીખાભાઈ છોટાલાલ ચોધરી

જમાલપુર—અમદાવાદ

મૂલ્ય—વાર્ષિક ચારસેં પૃષ્ઠના દશ આના.

૧૯૮૪ ૦—૨—૦

તીધર્મ પુસ્તકમાલા, રતક ૨-૩ જું.

# દંપતી પત્રાલાપ

## ભાગ ૧ લો.

"દંપતિના દેવ પ્રેમ, પ્રેમ છે સંસારસાર,
પરમ પ્રેમ પરબ્રહ્મ.—ન્હાનાલાલ.

લખનાર
મગનલાલ મુગટરામ ભટ્ટ.
ઝગડીઆ.

પ્રકાશક
ભીખાભાઇ છોટાલાલ ચોધરી,
જમાલપુર—અમદાવાદ.
આવૃત્તિ ૧ લી. નકલ ૧૦૦૦
મૂલ્ય વાર્ષિક ચારસેં પૃષ્ઠના દશ આના.
છુટક ૦-૨-૦.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

Forget not to show due respect to every women in this world. Wife is not a playmate. She is Shakti. She is object of Love and affection. Unless the wife and husband become one the right to go to the desired place is not acquired.

*Thakur Shri Haranath.*

ધી ક્રાઉન પ્રીન્ટીંગ વર્ક્સ ખત્રીપોળ-રીચીરોડ અમદાવાદમાં
બાવસાર ત્રીકમલાલ સાંકળચંદ તથા ગોસાઇ કેશવગર રામગરે છાપ્યું.

# નિવેદન

પ્રભુ કૃપાથી દંપતીધર્મ પુસ્તકમાલાના ૨-૩ જા મણકા તરીકે 'દંપતી પત્રાલાપ' નામનું પુસ્તક આપતાં અમોને અત્યાનંદ થાય છે. આ પુસ્તક લગભગ દોઢસો બસેં પૃષ્ઠનું છે અને જો તે અમે સાથે આપત તો ગ્રાહકોને ઢીલમાં મળત-ઢીલ થાય તે આ લેખકને પસંદ નહિ હોવાથી તેમાંનો થોડોક પહેલા ભાગ તરીકે પ્રસિદ્ધ કર્યો છે અને હવે પછીનો ભાગ થોડાક વખતમાં તૈયાર કરાવી ગ્રાહકોના કરકમળમાં સાદર કરીશું.

બંધુઓ! દિનપરદિન કાગળની મોંઘવારી ચાલતીજ રહે છે. આવા કફોડામાં સમયમાં અમે અમારૂં કામ આગળ ચલાવે જઇએ છીએ. તો ગ્રાહક બંધુઓ પ્રત્યે પ્રાર્થના છે કે પોતાથી બની શકે તે રીતની-ગ્રાહક વધારવા વગેરેની મદદ આપવા બનતું કરશે.

'દંપતી પત્રાલાપ' સંબંધે લેખકની પ્રસ્તાવનામાં જોઇએ તેવું લખાયું છે, એટલે તે વિષે અહીં લખવાનું રહેતું નથી. પરંતુ આટલુ તો અમે ચોકસ કહીશું કે આ પત્રો દરેક 'દંપતી'ને દરેક કાર્ય તથા ફરજો સમજાવનારા છે તો દરેકે હૃદયપૂર્વક વાંચવા ભલામણ છે.

આ પુસ્તક અમોને રા. મગનલાલ મુગટરામે મહા પ્રયાસ કરી નિસ્વાર્થપૂર્વક તૈયાર કરી આપ્યું છે તે બદલ તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને પ્રાર્થના કરૂં છું કે પ્રભુ તેમને આવા સદ્કાર્યો કરવા તરફ પ્રેરે! હવે પછીનું પુસ્તક "નવીન ગૃહિણી" ફાગણ માસમાં ગ્રાહકોને મોકલવામાં આવશે; અને જો પત્રાલાપનો બાકીનો ભાગ આપવા ઠરશે તો ચૈત્ર મહીનામાં સંપૂર્ણ અમળશે તે ગ્રાહકોએ લક્ષમાં રાખવા વિનંતિ છે.

અમારા આ સાહસને અમારા બંધુઓ જેવી રીતે સહાય આપતા આવ્યા છે તેવી રીતેજ આપશે.

આ લખનાર અત્યાર સુધી "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય"માં પ્રુફરીડર–કલાર્ક તરીકે કામ કરતો હતો પરંતુ કાર્યાલયની આઠ કલાકની નોકરી અને આ બન્ને કાર્ય એક સાથે નહિ બનવાથી અને તેથી મારા ગ્રાહક બંધુઓને કેટલોક અસંતોષ ઉત્પન્ન થવાથી અમો તે પરતંત્રતામાંથી આ પુસ્તક ગ્રાહકો કરકમળમાં મળશે ત્યારે મુક્ત થઇશું એટલે હવે પછી અમારા ગ્રાહકોની સેવામાંજ અમે તૈયાર છીએ અને પ્રભુ પ્રત્યે "અમારા કાર્યમાં વિજય આપે" તેવી પ્રાર્થના સાથે ૐ શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

ગણેશ ચતુર્થી સને ૧૯૭૩ } લી૦
અમદાવાદ. } ભીખાભાઇ.

# લેખકની પ્રસ્તાવના



આજે "દંપતી પત્રાલાપ" બંગાળ આદિ દેશોથી ઘણીજ પછાત એવી ગુર્જર પ્રજાની સેવામાં રજુ થાય છે. ગુર્જર પ્રજાને એ પુસ્તક આદરણીય થાય કે ન થાય તે તો પ્રભુ જાણે!

બંગાળી પુસ્તક વાંચતાં વાંચતાં "સ્વામી સ્રીર પત્ર" એ નામના પુસ્તકની ચોથી આવૃત્તિ જોવામાં આવી. એવાં પુસ્તકોનો ગુજરાતી ભાષામાં અભાવ જણાયાથી 'દંપતી પત્રાલાપ' લખવાની પ્રવૃત્તિ કરી છે. પુસ્તક બંગાળીનો અનુવાદ નથી, માત્ર કોઇક કોઇક ભાગ તેમાંથી લીધો છે; જેને માટે તે પુસ્તકના લેખક બાબુશ્રી સતીશચંદ્ર ચક્રવર્તીનો આભાર માની ઇશ્વર પ્રતિ પ્રાર્થના છે કે આપણા ગુજરાતમાં પણ એવા સ્રી ઉપયોગી પુસ્તકોના સંખ્યાબંધ લેખકો ઉત્પન્ન કરે. બાબુ સતીશચંદ્રે બંગાળીમાં ઘણાં સ્રી ઉપયોગી પુસ્તકો લખ્યાં છે. આપણી ગુર્જર ભાષામાં સ્રી ઉપયોગી પુસ્તકો બહુજ થોડાં છે એ કોઈ પણ વિદ્વાન માણસથી અજાણ્યું નહિજ હોય!

ભારતવર્ષના ભવિષ્યનો ઘણો આધાર કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થી ઉપર છે. આજકાલ ઘણાખરા કૉલેજના વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસ સિવાય બીજી બાબતોપર ધ્યાન આપતા નથી. તેમને ઘણાકને સંસાર સુધારો, ધર્મ, સેવા આદિ તત્ત્વોનું ભાન પણ હોતું નથી. કૉલેજના વિદ્યાર્થીનો ઘણો ભાગ આવો હોય ત્યાં પછી ભારતવર્ષનો ઉત્કર્ષ ક્યાંથી થાય! કૉલેજના વિદ્યાર્થીએ તો ઘણી બાબતોનું જ્ઞાન સંપાદન કરી પોતાના જીવનના ઉચ્ચ આદર્શ ગોઠવવા જોઇએ, કૉલેજના વિદ્યાર્થીએ આવા થવાની જરૂર છે. તેથીજ પત્રાલાપ કૉલેજના વિદ્યાર્થી અને તેની સ્ત્રી વચ્ચે રાખ્યા છે.

કેટલાક વિદ્યાર્થીઓ તેમજ વિદ્વાન પુરૂષો સ્ત્રીને બુદ્ધિમાં પોતાથી ઘણીજ ઉતરતી જાણી "સ્ત્રી કોઇ દિવસ સુધરેજ નહિ" એવો નિશ્ચય કરી તેમને ઉન્નતિના માર્ગમાં લઇ પોતાની સાથે જગતમાં કાર્ય કરવામાં સહભાગીની કરવા પ્રયત્ન કરતાજ નથી! આ પણ પુરૂષવર્ગમાં એક મહાન્ દોષ છે! પુરૂષ ધારે તો પોતાના પ્રેમ પ્રાબલ્યથી ગમે તેવી સ્ત્રીને પણ પોતાના જેવી બનાવી શકે છે. આટલાજ કારણથી સ્ત્રીને પ્રથમ મૂર્ખ જેવી કલ્પી પાછળથી તેને ઉચ્ચ બનાવી છે.

જે પુરૂષો એવું માને છે કે સ્ત્રી ધાક વિના ઠેકાણે રહેજ નહિ. આવી માન્યતા સાબીતિરૂપે આપણામાં "બુધે નાર પાધરી" એવા કહેવત પણ ચાલુજ છે. આ માન્યતા પણ તદ્દન ખોટી છે. સ્ત્રી જાતિ એવી છે કે તે પ્રેમથી અને જ્ઞાન પ્રભાવથી ઝટ કાબૂમાં લેવાય છે, અને વળી તે પુરૂષ કરતાં એવા સરળ હૃદયની છે કે તે ઝટ જે માર્ગમાં મૂકી હોય તે માર્ગમાં પ્રવીણ થાય છે. આવા "બુધે નાર પાધરી" એવા માન્યતાવાળા યુવકોને દાખલો લેવા માટેજ પુરૂષ પાસે ગમ્મત અને રસિકતા સાથે ઉપદેશ અપાવ્યા છે.

સ્વામી રામતીર્થ કહે છે કે "ભારતવર્ષમાં પુત્રોની બહુ જરૂર નથી પણ સારાં સુશિક્ષિત માબાપ અર્થાત્ દંપતીની જરૂર છે." ખરેખર દરેક દંપતીપરજ ભારતવર્ષના સઘળા ભવિષ્યનો આધાર છે! આ પુસ્તકમાંથી કોઇ પણ દંપતીને કાંઇક ગ્રહણ કરવા યોગ્ય માલૂમ પડશે અને ગુર્જર પ્રજામાંથી એક પણ દંપતીને જો પત્રોથી ફાયદો થશે તો લેખક પોતાનો શુદ્ર પ્રયત્ન સફળ માનશે. જ્ઞાન, પ્રેમ અને કર્મ સેવામાં પૂર્ણતા પામે એવાં સંખ્યાબંધ દંપતી ભારતવર્ષમાં જન્મો એવી પ્રભુપ્રતિ પ્રાર્થના સાથે ૐતત્સત્ !

ઝઘડીઆ. એમ. એમ. ભટ્ટ.

# છાપકામ કરાવનારાઓને

# ઉત્તમ તક.

જો તમારે સસ્તું અને સફાઇદાર કામ જોઈતું હોય,
પ્રૂફ વાંચવાની કડાકુટમાંથી મુકત થવું હોય,
છાપખાનાઓના ધક્કાથી કંટાળ્યા હો!
નિયમીત કામ જોઈતું હોય;
તો એકવાર અમારી સાથે કામ પાડી જુઓ. હરેક
રીતે સંતોષ આપવામાં આવે છે. તેમજ
ઝીંકો બ્લોક બનાવવા તથા છાપણા સંબંધી
પણ કામ કરાવી આપીએ છીએ.

## બહારગામવાળાને ઉત્તમ તક.

તાકીદ લખો-રૂબરૂ મેળાપ સવારના ૭ થી ૯.

## ભીખાભાઈ છોટાલાલ ચોધરી.

જમાલપુર ટોકરશાની પોળ. નં. ૧૬૦૯-૧૦.

અમદાવાદ.

ॐ

# દંપતી પત્રાલાપ

## સ્વામીનો પત્ર.

પ્રિયતમે !

ઘેરથી નિકળતી વખત કહ્યું હતું કે 'મુંબઇ જઇને પત્ર લખજો' ! તમારૂં તે વખતનું વિષાદ-પૂર્ણ વદન અને તે વખતની તમારી મધુર વાણી મને પ્રતિક્ષણ સાંભર્યા કરે છે. મુંબઇની એક ગલીમાં આવેલી એકાંત ઓરડીમાંથી પણ કલ્પનાવડે હું તમને આપણા શયનગૃહમાં પલંગપર બેઠેલાં જોઉં છું. રસ્તામાં મને કાંઈ પણ ઇજા પડી નથી; પણ અહીં આવ્યા પછી તમારૂં સ્મરણ થવાથી હૃદય કાંઇક દુઃખિત થાય છે. અહીં આવી જમીપરવારી

હું તમને પત્ર લખવા બેઠો છું; પણ શું લખવું તે નક્કી કરી શકતો નથી. કાગળ અને હોલ્ડર હાથમાં લઇ બેઠા પછી લખવાનું કાંઈ પણ યાદ આવતું નથી, અને પત્ર લખવાનું માંડી વાળવાનું મન થાય છે; પણ તમે પત્ર લખવા ખાસ કહેલું છે એ સાંભરી આવવાથી ગમે તેમ કરી પત્ર લખવો એવો નિશ્ચય કર્યો છે.

મુંબઇથી તમારી પાસે આવ્યો ત્યારે કેટલીક અગત્યની બાબતો તમને કહેવી એવો નિશ્ચય કર્યો હતો. પણ મારી વાતો તો મારા મનમાં જ રહી ગઇ. તમને જોતાંજ બધું ભૂલી જવાય છે. સમજાતું નથી કે તમારામાં શી મોહિની છે.

હવે તમે બાળક નથી, એટલે કર્ત્તવ્યમાં બેદરકારી રાખવી એ તમને શોભે નહિ. માતુશ્રી હયાત છે એટલે સર્વ સંસારનો ભાર એમને માથે છે એ ખરૂં પણ માતુશ્રી હવે કેટલો વખત? જ્યારે માતુશ્રી આપણુ સર્વનો ત્યાગ કરી ચાલ્યાં જશે ત્યારે સંસારના સર્વ કાર્યનો બોજો તમારા

ઉપરજ પડશે; માટે અત્યારથી તમારૂં કર્ત્તવ્ય સમજવા યત્ન કરો. સંસાર શું? કર્ત્તવ્ય શું? ગૃહધર્મ પાલન કરતાં કોની સાથે કેવી રીતે વર્ત્તવું, ઘરનાં નોકર-ચાકર સાથે કેવી રીતે વર્ત્તવું ઇત્યાદિ બાબતોનું સારૂં જ્ઞાન મેળવવા યત્નશીલ થાઓ.

માતુશ્રીને તમારૂં આદર્શ સ્થાન બનાવો. દરેક બાબતમાં તેમના જેવાં થવા યત્ન કરો અને તેમની આજ્ઞાનુસાર વર્તી ગૃહનું તેમજ કુટુંબનું કલ્યાણ કરો. પુત્રીની માફક તેમની સેવા કરો અને તમારા વર્તનથી તેમને અત્યંત સંતોષ થાય તેની ખાસ કાળજી રાખો. તેમના આશીર્વાદથીજ આપણું કલ્યાણ થશે. મહિનામાં એકાદ દિવસ પણ માતુશ્રી તમારા વર્તનથી દુઃખિત થઈ નિશ્વાસ નાખશે તો આપણા કુટુંબનું કદી ભલું થનાર નથી. ગમે તેમ કરી તેમને પ્રસન્ન રાખતાં શીખો. માતુશ્રીના આશીર્વાદથી તમે ભવિષ્યમાં સુખશાંતિથી સંસાર ચલાવવા શક્તિમાન થશો. તમારૂં એક પણ કર્કશ વાક્ય માતુશ્રીની આંખમાંથી એક અશ્રુબિંદુ પડા-

વશે તો યાદ રાખજો કે એક બિંદુ હજાર બિંદુ થઇ જ્યારે તમે સાસુ થશો ત્યારે તમારા નેત્રમાંથી બહાર નિકળશે. તમે ભક્તિપૂર્વક માતુશ્રીની સેવા કરો છો અને તેમની સાથે સારી રીતે વર્તો છો એ હું જાણું છું, અને તેથીજ હું તમને અત્યંત ચહાઉં છું. તોપણ તમને કંઇ ઉપદેશ આપવો એ મારૂં કર્ત્તવ્ય છે એમ જાણી આટલું બધું વિવેચન કર્યું છે. આશા છે કે તમે માતુશ્રીની સેવા કરવામાં અને તેમને રાજી રાખવામાં વધુ ધ્યાન આપશો. જેમ બને તેમ ગૃહકાર્યમાં કુશળ બનો. સંસારનો બોજો તમે ઉપાડી લ્યો કે હવે માતુશ્રી નિવૃત્તિથી પોતાની જીંદગીનો શેષ ભાગ ઈશ્વર સ્મરણમાં ગાળે. યાદ રાખજો કે 'જેવું કરશો તેવું પામશો.' બીજા જગતમાં નહિ પણ આ જગતમાં અને આપણાજ ઘરમાં.

આ પત્રમાં વધુ લખતો નથી. તમારા પત્રને માટે મન ઘણુંજ ઉત્સુક છે. માટે શીઘ્ર પ્રત્યુત્તર લખી આનંદ આપશો. છૂટા પડતી વખત કહ્યા

પ્રમાણે કાર્ય કરવામાં બિલકુલ આળસ કરશો નહિ. હું આનંદમાં છું. તમારા તેમજ માતુશ્રીના કુશળ સમાચાર લખશો. લી. તમારો

શ્રીયુત.....

## સ્ત્રીનો પત્ર

પ્રિયતમ !

દાસીના પ્રણામ. તમારો પત્ર મળવાથી જે આનંદ થયો છે તે પ્રદર્શિત કરવા જેટલી શક્તિ મારામાં નથી. તમે ગયા પછી કેટલાક દિવસ સુધી તો મારૂં મન ખરાબ થઈ ગયું હતું, કાંઈ ગમે નહિ, કામ કરવામાં ઉત્સાહ નહિ; ઘણો વખત તો હું એકાંતમાં બેશી રડયાજ કરતી તે પત્ર મળવાથી હવે કાંઈક શાંતિ થઇ છે; માર્ગમાં તમને કાંઇ અડચણ પડી નથી જાણી આનંદ થાય છે. એકલા ગયા તેથી મને કાંઇક ચિંતા થતી હતી પણ તે ચિંતા ઈશ્વર કૃપાથી દૂર થઇ છે. મને લાગે છે

કે તમને મુંબઈમાં ગમતું તો નહિજ હોય ! દયા કરી સાચેસાચું લખી જણાવશો.

માતુશ્રી સંબંધમાં તમે જે લખ્યું છે તે પ્રમાણે હું વર્ત્તવામાં બિલકુલ ચૂકીશ નહિ. તમારી આજ્ઞાનું પાલન કરવામાં તમારો પ્રેમજ મને મદદ કરે છે. માતુશ્રી પણ મારાપર બહુ પ્રેમ રાખે છે. મારી માનો મારાપર એટલો પ્રેમ હશે કે કેમ તે કહી શકાતું નથી. હું સુખી થાઉં અને સંસાર વ્યવહારમાં નિપૂણ થાઉં એ માટે માતુશ્રી બહુ કાળજી રાખે છે. મારાથી ભૂલ થાય છે તો માતુશ્રી ધીમેથી સમજાવે છે અને હસતાં હસતાં અનેક ઉપદેશ આપે છે. આવાં સાસુ મળ્યા છતાં પણ જો હું તેમની સેવા નહિ કરૂં તો પછી મારા જેવું મૂર્ખ કોણ ?

પિયરમાં વાતો થતી કે ‘સાસુના હાથ નીચે જશો ત્યારે ખબર પડશે.’ સખીઓ કહેતી કે ‘સાસરામાં જઈ પતિના હાથની સોટીઓ ખાશો ત્યારે સાસરાનું દુ:ખ જાણશો’ ! આવી આવી વાતો સાં-

ભળતી ત્યારે તો મને બહુ ગભરામણ થતી. સાસરે પ્રથમ આવી ત્યારે તો હું રડતી રડતીજ આવી હતી કારણ કે મને પહેલાં સાંભળેલી વાતો ઉપરથી એવુંજ લાગતું કે 'સાસરૂં એટલે દુઃખનો ભંડાર' હવે તો મને અહીંથી જઇશ ત્યારે રડવું આવશે. મને તો લાગે છે કે લોકો બહુ જુઠ્ઠા છે. મને તો અહીં બહુ ગમે છે.

આપણા ગામમાં હમણાં એક મહાત્મા આવ્યા છે. લોકોમાં વાત ચાલે છે કે તેમના આશીર્વાદથી સ્ત્રીઓને પુત્ર થાય છે અને સર્વની મનકામના પૂરી થાય છે. મને પણ ત્યાં જવાની ઇચ્છા થાય છે. પણ એક દિવસ માતુશ્રીએ કહ્યું હતું કે "પતિને પૂછ્યા વિના કાંઈ કામ કરવું નહિ. તેનાથી કોઇ વાત છૂપાવવી નહિ. પતિને રાજી રાખવો એજ સ્ત્રીની ફરજ છે. પતિથી નાની વાત છૂપાવવાથી પણ કોઇ વખત ભયંકર પરિણામ આવે છે અને આખી જીંદગી પતિપત્ની દુઃખી થાય છે." માતુશ્રીએ આ શબ્દો એવી મીઠાશથી

અને પ્રેમથી કહેલા કે એ શબ્દો મારા હૃદયમાં કોતરાઈ રહ્યા છે. તમારો પત્ર આવેથી હું દર્શન કરવા જઇશ.

આ મારો પ્રથમ પત્ર છે. આ જીંદગીમાં અદ્યાપિ મેં કોઇને પત્ર લખ્યો નથી, અને તેથી હાથ કંપે છે. આ પત્ર લખતાં મેં ત્રણ કાગળ ફાડી નાખ્યા છે. આ પત્રમાં કોઇક કોઇક સ્થળે શાહીના ડાઘ પડયા છે તેથી તમે દુઃખિત ન થતા! તમને બધું ખરેખરૂં કહી દીધું છે. મને મૂર્ખ જાણી મારા પ્રતિનો પ્રેમ ઓછો ન કરશો. અહીં સર્વ કુશળ છે. તમારા મંગળ સમાચાર લખી દાસીને આનંદ આપશો.

લી. તમારી

સેવિકા શ્રીમતી...



## સ્વામીનો પત્ર.

પ્રિયતમે!

તમારો પત્ર મળવાથી કાંઇ અલૌકિક આનંદ થાય છે. મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તમે આટલી બધી ત્વરાથી પ્રત્યુત્તર લખશો. પત્ર ટુંકો હતો; પણ મને તો તે એટલો બધો પ્રિય લાગ્યો કે મેં તેને ત્રણચાર વખત વાંચ્યો! સ્વહસ્તે વાવેલા અને મહેનત કરી સીંચેલા ઝાડનાં ફળ અત્યંત મિષ્ટ લાગે છે; તમારો પત્ર મને તેના કરતાં પણ વધારે મધુર અને આનંદદાયક લાગે છે. આજે મને ઘણી વાતો યાદ આવે છે. ત્રણ વર્ષ થયાં હું તમારી સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયો છું. લગ્ન પછી એક વરસ સુધી તો તમારી સાથે વાતચીતનો પણ સંબંધ ન હતો. તમારી પ્રકૃતિ કેવી છે; લખતાં વાંચતાં આવડે છે કે નહિ તે પણ હું બરાબર જાણતો ન હતો. ઘરનાં માણસો તમારા સ્વભાવ વિષે અનેક વાતો કરતાં પણ તેથી

મને શાંતિ થતી નહિ. પછી જ્યારે તમારી સાથે બોલવાનો પ્રથમ પ્રસંગ મળ્યો ત્યારે મેં જાણ્યું કે તમે ફક્ત 'બાળપોથી'જ ભણ્યાં છો ત્યારથી તમારા શિક્ષણનો ભાર મેં માથે લીધો અને તમારી બુદ્ધિ અને અનેક આવશ્યક વિષયોનું જ્ઞાન વધારવા માટે પ્રયત્ન કરૂં છું; તમને આ વાત સાંભરે છે કે નહિ? એક દિવસ હું તમારે માટે ત્રણ નવાં પુસ્તક ખરીદી લાવ્યો હતો. તે જોઇ તમે ગભરાઇને બોલી ઉઠયાં કે; " આટલાં બધાં પુસ્તક લઇને હું શું કરીશ? આવાં કઠણ પુસ્તક તો મારાથી ત્રણ વર્ષે પણ પૂરાં નહિ થાય "! પણ મેં તમને વંચાવવા અત્યંત મહેનત કરી અને તમે ત્રણ માસમાં તે પુસ્તક પૂરાં કર્યાં! આજે મને તે સમય યાદ આવે છે. દિવસે મારી પાસે બેસી ભણવામાં તમને શરમ આવતી. તેમજ જબરાઈથી લજ્જાભંગ કરાવવાનું મને પણ યોગ્ય લાગતું નહિ; તેથી રાતના કોઈ કોઈ વખત આપણે લાંબા વખત સુધી જાગવું પડતું. તમને કોઈ વખત મારે કઠોર શબ્દોમાં ઠપકો પણ દેવો પડતો. મારા

અભ્યાસમાં અને તમારા અભ્યાસમાં એમ બે ઠેકાણે મહેનત કરવી પડતી હોવાથી અને તેમાં વળી તમે પજવો તેથી મને ક્રોધ પણ ચડતો! આ વાતો યાદ આવે છે તેથી કાંઇક શોક થાય છે! પણ કાંઇ નહિ! મારૂં જાગરણ અને મહેનત સફળ થઇ છે જાણી મને આનંદ થાય છે. તમારા પત્રમાં વ્યાકરણની ઘણી ભૂલો છે. કોઈ કોઇ ઠેકાણે તો કાનો માત્રા પણ રહી જાય છે. દિલગીર થવાની જરૂર નથી કારણ કે આપણા દેશની ઘણી સ્ત્રીઓના લખાણમાં આવી ભૂલો થાય છે. તમે ટુંક વખતમાં તમારા મનના ભાવ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવતાં શીખ્યાં તેને માટે તમને ધન્યવાદ ઘટે છે. જો નિરંતર એવો પ્રયત્ન કરશો તો જરૂર વધારે સારૂં લખી શકશો.

હું અહીં આનંદમાં છું. તમારે બિલકુલ ચિંતા કરવી નહિ. આવતી વખતે તમને જે પુસ્તક આપ્યાં હતાં તે વાંચવાનું શરૂ કર્યું કે નહિ તે લખી જણાવશો. આજે ટપાલ મારફતે તમને પદ્ય “ રા·

માયણ" મોકલાવું છું. દરરોજ નિયમીતપણે એમાંથી કેટલાંક પાનાં વાંચજો. "રામાયણ ઘણુંજ ઉત્તમ પુસ્તક છે. એના વાંચનથી તમને ઘણો ફાયદો થશે. પુસ્તકનું કદ જોઈ ગભરાશો નહિ. થોડો વખત ધીરજથી વાંચશો તો આગળ તમને બહુ રસ પડશે. એમાં ઉપદેશપૂર્ણ અનેક વાતો છે; પણ જો પહેલાં બે ચાર પાનાં વાંચી પુસ્તક કઠણ અને નીરસ છે એમ કહી નહિ વાંચો તો કશો ફાયદો થશે નહિ. પુસ્તક વાંચતી વખત વ્યાકરણ, હ્રસ્વ, દીર્ઘ અને ભાવ ઉપર ઘણુંજ ધ્યાન આપજો. પુસ્તક બંધ કરી શું વાંચ્યું તે યાદ કરી જોજો. પુસ્તકનાં પાનાં ઉથલાવી જવાથી કાંઈ સાર્થક થતું નથી. પુસ્તકનો ભાવાર્થ, ભાષા અને લેખન પ્રણાલી તરફ દૃષ્ટિ રાખવાની ખાસ જરૂર છે. પુસ્તકના દોષગુણ જોવા પ્રયત્ન કરજો. આવી રીતે સર્વ વિષય તરફ ધ્યાન આપી એક પુસ્તક વાંચવાથી જે ફાયદો થશે તે ફાયદો તમને પચાસ પુસ્તકનાં પાનાં ઉથલાવી જવાથી નહિ થાય."

માતુશ્રી સંબંધે જે લખ્યું છે તે જાણી આ-

નંદ થાય છે. તમે તેમના ગુણ જુઓ છો અને તેમનો ઉપદેશ તમારા ચરિત્રમાં ઉતારવા પ્રયત્ન કરો છો તે જાણી મને આનંદ થાય છે. પણ યાદ રાખજો કે કેવળ માતુશ્રી પ્રતિ સદ્વર્ત્તન રાખવાથી તમારૂં કર્ત્તવ્ય પૂર્ણ થતું નથી. ચાકર–નોકર, સગાં–વ્હાલાં અને પાડોશીઓ સાથે પણ સારી રીતે વર્ત્તજો અને તમારા વર્ત્તનથી સર્વનાં હૃદય શાંત થાય તેની કાળજી રાખજો, માતુશ્રીના તમે શબ્દો યાદ રાખ્યા છે તો મારા શબ્દો પણ યાદ રાખજો કે સદ્વર્ત્તન, પ્રેમ અને ઉપકાર એજ સર્વને વશ કરવાનો અને સુખી કરવાનો મંત્ર છે.

સ્ત્રીઓનો સ્વભાવ બહુ ચીડીઓ હોય છે. તમે તેવાં કદી થશો નહિ. કોઈ તમારા પર ગુસ્સે થાય તો તેનો જવાબ તમે મૌન અને શાંતિથી આપજો. કોઈ પણ વખતે તમારૂં ગાંભીર્ય નષ્ટ થવા દેશો નહિ, અને ચાકરો તથા છોકરાંઓ સાથે અનાવશ્યક વાતો કરી તમારૂં માનભંગ કરશો નહિ. કેટલીક સ્ત્રીઓ ચાકરો સાથે એટલી છૂટથી વર્ત્તે છે કે પછી

તેઓ તેમની આજ્ઞા પાળતા નથી અને તેમની સામે ગમે તેમ બોલે છે. આવું થાય એ બહુજ નિંદનીય છે. શેઠ શેઠાણી પ્રતિ ચાકરોના ભક્તિ મિશ્રિત પ્રેમની જરૂર છે. જે સ્ત્રી પોતાના સદ્વર્ત્તન વડે ચાકર–નોકર અને પાડોશીઓના પ્રેમનું સ્થાન થતી નથી તે સ્ત્રી ગમે તેવી સુંદર અને વિદ્વાન હોય તોપણ હું તો તેને મૂર્ખજ કહું. થોડાજ વખતમાં સંસારનો સર્વ બોજો તમારે શિર પડશે, માટે સાવધાન થાઓ, અને તમારૂં કર્ત્તવ્ય બરાબર સમજો.

તમે જે મહાત્મા વિષે લખો છો તે માણસ કોઈ લુચ્ચો હોવો જોઇએ. સાધુઓ કોઈ દિવસ એવું કરતાજ નથી. કુદરતના નિયમને તોડે તેને સાધુ કહેવાયજ નહિ. તમે હજુ આટલાં મૂર્ખ રહ્યાં તેથી દિલગીરી થાય છે. હિંદુઓએ (જો કે હું પણ હિંદુ છું) ‘પુત્ર પ્રાપ્તિ’ ઉપર એટલો બધો ભાર મૂકયો છે કે જાણે ‘પુત્ર પ્રાપ્તિ’ એજ જીવનનું લક્ષ્ય હોય. કહે છે કે પુત્ર ન હોય અને પિંડ ન આપે તો માણસની સદ્દગતિ થાય નહિ. આ માન્ય-

તાએ જગતમાં એટલો બધો ગોટાળો કર્યો છે કે જેથી હજારો સ્ત્રીઓ અનિતીમાન અને આવા લુચ્ચા સાધુઓનો ભોગ થઈ પડે છે. હમણાંજ મેં એક દાખલો સાંભળ્યો છે જે તમને લખવો ઉચિત લાગવાથી લખું છું. "એક સ્ત્રીને પુત્ર ન હતો. કોઇએ કહ્યું કે નર્મદામાં અમુક વખત લગી સોપારી રાખી તે સોપારી ખાવાથી પુત્ર થાય. ભોળી બિચારી સ્ત્રીએ ખરૂં માન્યું અને સોપારી ખાવાને બદલે ગળી ગઈ અને થોડાજ વખતમાં શ્વાસ રૂંધાઈ જવાથી મરણ પામી." આ પાંપ કોને? હું તો કહું કે આપણનેજ એ પાપ છે. બહુ લંબાણ થાય છે. તમે તો ત્યાં જશોજ નહિ.

હવે પત્રમાં જગ્યા નથી માટે પત્ર સમાપ્ત કરૂં છું. લખવાનું તો ઘણું રહી જાય છે, વળી બીજા પત્રમાં વધારે લખીશ. મહાત્માનાં દર્શન કરવા જશોજ નહિ. હવે તો રજા લઉં છું. લી૦ તમારો

શ્રીયુત......

## સ્ત્રીનો પત્ર.

પ્રિયતમ!

દાસીના પ્રણામ. તમારો ઉપદેશપૂર્ણ પત્ર મળવાથી આનંદ! સ્વર્ગનો આનંદ પણ એની આગળ તુચ્છ છે. પહેલાં તમારો પત્ર આવવાથી મને જરા શરમ લાગતી પણ હવે તો શરમ કોણ જાણે ક્યાં જતી રહી! તમારો પત્ર આવે છે તે દિવસ મારો બહુજ આનંદમાં જાય છે. તમારા પત્રને માટે મારૂં મન પણ બહુ આતુર હોય છે. તમે પણ દયા કરી પત્ર લખવામાં વિલંબ કરતા નથી તે જોઇ મારા આનંદનો પારજ નથી! તમારો પત્ર વાંચવાથી જેટલો આનંદ થાય છે તેટલો આનંદ તમને પત્ર લખવાથી નથી થતો! કારણ કે જ્યારે હું તમને પત્ર લખવા બેસું છું ત્યારે એટલી બધી વાતો યાદ આવે છે કે હું એક પણ વાત સારી રીતે લખી શક્તી નથી. મનની વાત મનમાંજ રહી જાય છે. લખું છું તે પણ અશુદ્ધ,

અનેક ભૂલોથી પૂર્ણ અને ખરાબ હસ્તાક્ષરવાળું જાણી મોકલતાં શરમ લાગે છે. તમે મારા આવા લખાણની પ્રશંસા કરો છો તેથી વળી મને વધારે શરમ લાગે છે, પણ વિચાર કરતાં માલૂમ પડે છે કે, "તમે મારાથી જુદા નથી. તમારી આગળ મૂર્ખતા બતાવવામાં શરમ રાખવી એ યોગ્ય નથી." હવે ધીમે ધીમે શરમ જતી રહી છે અને યથાશક્તિ લખી મોકલવાની ઇચ્છા થાય છે.

"મહાત્મા" વિષે લખી મેં તમને દિલગીર કર્યા તેથી માફ માગું છું. હું ત્યાં નહિ જાઉં. મને પણ તમારા શબ્દો ખરા લાગે છે. મહાત્મા અહીંથી નાશી ગયા છે અને કોઇ સ્રી પણ પોતાનાં ઘરેણાંગાંઠાં લઇ તેમની સાથે જતી રહી છે એવી અફવા ગામમાં ચાલે છે. ગમે તેમ હો; પણ હું તો તમને પૂછયા વિના કાંઇ કરૂં જ નહિ.

તમે આપેલાં પુસ્તક કેટલાંક વાંચ્યાં છે. તમે 'રામાયણ'નું પુસ્તક મોકલ્યું છે તે આજથી વાંચવાનું શરૂ કરીશ. આશીર્વાદ આપો કે તમારા ઉપદેશ અને આજ્ઞા

પાલન કરી કૃતાર્થ થાઉં. તમારા જેવા પતિ મળવાથી હું મને પોતાને બહુજ ભાગ્યશાળી સમજુ છું. મારા પિતા અંગ્રેજી ભણેલાને માટે "ઉદ્ધત, બેદરકાર, ઉડાઉ અને સ્ત્રી પ્રતિ નિર્દય" વગેરે જે વિશેષણ વાપરતા તે અત્યારે સ્વાનુભવથી જુઠાં લાગે છે. તમે દયા કરી મારૂં કલ્યાણ કરવા અને મને સુખી કરવા પ્રયત્ન કરો છો તે હું બરાબર જાણું છું. તમારાં ને મારાં લગ્ન થયાં અને આખું જીવન તમારી સાથેજ ગાળવાનું છે એવું છતાં જો હું તમારા ગુણનું અનુકરણ કરી તમને નહિ અનુસરૂં તો પછી મારા જેવું દુર્ભાગી કોણ ? ઈશ્વરે સ્ત્રી પુરૂષનું જોડું એક એકના સુખને માટે ઉત્પન્ન કર્યું છે કલેશને માટે નહિ ! હું સાચું કહું છું કે મારામાં ઘણી બુદ્ધિ નથી માટે અમુક કાર્ય કરતી વખતે ઘણો સંશય ઉત્પન્ન થાય છે. તમારા ઉપદેશ અને માતુશ્રીનાં મિષ્ટ વચન મને ઘણીજ મદદ આપે છે, અને દિનપરદિન મનોબળ વધતું જાય છે.

માતુશ્રીનું શરીર સારૂં છે. મારાં ભાભીજી

( જેઠની વહુ–જેઠાણી ) કોઈ કોઇ વખત તેમના તરફ ઉદ્ધતાઇથી વર્તી તેમને અત્યંત કષ્ટ આપે છે. મને પણ માતુશ્રીનું દુઃખ જોઈ બહુ શોક થાય છે પણ ઉપાય શો ? મારાથી કાંઇ ભાભીજીને કહેવાય ? હું માતુશ્રીને આશ્વાસન આપવા મારાથી બનતું કરૂં છું. માતુશ્રી પણ મારા પ્રતિના સ્નેહને લીધે પોતાનું દુઃખ ભૂલી જાય છે. તમારો પત્ર આવ્યો જાણી માતુશ્રી તમારી કુશળતા પૂછે છે. હું પણ 'સારા છે' એટલું કહી શરમાઇને ત્યાંથી જતી રહું છું. તમારા તરફના સમાચારને માટે માતુશ્રી પણ બહુ ઉત્સુક હોય છે અને વારંવાર 'પત્ર આવ્યો કે નહિ' એવું પૂછયા કરે છે. માટે તમે પણ પત્ર લખવામાં ઢીલ ન કરશો.

પ્રાણેશ્વર ! મારા જેવાં સાસુ તો કોઇકનેજ હશે. કેટલીક સાસુઓ તો પુત્રનો સ્રી ઉપર પત્ર આવે તો તેની ઇર્ષ્યા કરે છે. હું તો પ્રભુને પ્રાર્થનાજ કરૂં છું કે ભારતવર્ષમાં હવે એવી સાસુઓ ઉત્પન્ન ન કરે.

એક અતિ શોકજનક બનાવ તમને લખું છું. આપણી પોળમાં રહેતો........ભાઈની છોકરી બ્હેન ........નો પતિ આજ પંદર દિવસ થયાં અચાનક ગુજરી ગયો છે. છોકરીની ઉમ્મર ફક્ત ચૌદ વર્ષની છે! આ લીટીઓ હું તમને આંખમાં અશ્રુ સાથે લખું છું! એ બિચારીની શી દશા? કેવી ભલી છોકરી છે! જાણે દેવિ! પણ હવે જગતમાં એનું બેલી કોણ? એ છોકરીના વાળ ઉતરાવ્યા તે વખતનો દેખાવ જોઈ હું તો બેભાનજ થઇ ગઇ! બે દિવસ લગી મને પણ ખાવાનું ભાવ્યું નહિ! હૃદય ભરાઇ આવવાથી વધારે લખી શકતી નથી.

તમે લખો છો કે મુંબઇમાં આનંદ છે. પણ મને એ ખરૂં લાગતું નથી. તમારે ક્યારે રજાઓ પડશે? પત્રમાં આવવા સંબંધી સમાચાર લખી જણાવશો. અત્રે સર્વ કુશળ છે. મારા વાંકા-ચુંકા અક્ષરના અને અશુદ્ધ કાગળમાં લંબાણ થાય તો તમને વાંચતાં કંટાળો આવે માટે પત્ર સમાપ્ત કરૂં છું.

લી.

પ્રેમભિક્ષુક શ્રીમતી...

## સ્વામીનો પત્ર

**પ્રાણાધિકે!**

હવે તમે હોશિયાર થયાં ખરાં! પરમ દિવસે તમારો પત્ર મળવાથી ઘણો આનંદ થયો! આઠ નવ માસ થયા આપણે પત્રવ્યવહાર ચાલે છે, વચ્ચે વચ્ચે તમે પત્ર લખવામાં વિલંબ કરતાં હતાં; તેથી મને અત્યંત ચિંતા થતી, અને તમારાપર ગુસ્સો પણ આવતો. વ્હાલાંનો પત્ર આશ્વાસન આપે છે. તેમના પત્રમાં વિલંબ થવાથી પરદેશમાં ઘણી ચિંતા થાય છે એ વાત ખાસ સ્મરણમાં રાખજો. હવે તમારો પત્ર નિયમીત આવે છે, તેથી સંતોષ! હવે ભવિષ્યમાં નિયમીત થવા કાળજી રાખશો.

આ વખત તમારો પત્ર બહુ જલદી આવ્યો પણ જોતાંજ માલુમ પડે છે કે તમે પત્ર બહુજ ઉતાવળમાં લખ્યો છે. હજી પત્રમાં ડાઘા; છેકા અને અશુદ્ધિ ઘણીજ રહે છે. બેચાર ભૂલો પણ રહી

ગઇ છે. મારા પત્રનો જવાબ પણ પૂરેપૂરો મળતો નથી. એનું શું કારણ? ઉત્તર લખતી વેળા એકવાર લખી ગયા પછી ફરીથી વાંચવાની તસ્દી પણ લેતાં હોય એમ જણાતું નથી! એ તો બેદરકારપણું કહેવાય! હશે! કાંઈ નહિ! હવે એવું ન થવું જોઇએ.

દરેક પત્રમાં "તમારે રજાઓ ક્યારે પડશે? ઘેર ક્યારે આવશો?" ઇત્યાદિ અનેક પ્રશ્નો પૂછો છો એ કેવું? શું તમે મને મળવા માટે ઘણાંજ આતુર છો? તો હું કદી નિર્દય થાઉં! અભ્યાસ કરવાની પણ શું જરૂર છે? કહો તો છોડી દઈ ચાલ્યો આવું? તમારે તો ઉલટી અમને અભ્યાસ કરવામાં સહાયતા અને ઉત્સાહ આપવો જોઇએ. તમે નથી જાણતાં કે તમારૂં તેમજ મારૂં બન્નેનું કલ્યાણ મારા અભ્યાસમાંજ સમાયલું છે. કાંઈ નહિ! ઈશ્વર સતિ સ્ત્રીઓની મનોવાંચ્છના પૂર્ણ કરે છે, માટે તમારી ઈચ્છા પણ પૂર્ણ થશે. આ રજાઓમાં મને ઘેર આવવાની ઈચ્છા નહોતી પણ

તમારા આગ્રહને લીધે અને તમને સુખી રાખવાની મારી ફરજને લીધે હવે ઘેર આવવાનો વિચાર રાખ્યો છે. હવે રજા પડવાના દિવસો જેમ જેમ પાસે આવતા જાય છે તેમ તેમ તમે અને તમારાં મીઠાં વચન યાદ આવે છે. રજા પડવાને ફક્ત ત્રણુજ અઠવાડીયાં બાકી છે પણ મને તો હવે એક દિવસ પણ વરસ જેટલો લાગે છે. ગમે તેમ હો પણ થોડાજ દિવસમાં હવે હું તમારી પાસે આવીશ. પણ એમાં મને તો કાંઇ લાભ થવાનો નથી! તમે કયાં દિવસે મારી પાસે બેસી વાત કરવાનાં હતાં? તમે તો મને જોઇ કોણ જાણે કયે ખૂણે ભરાઇ જશો! હું ઘરમાં આવું એટલે તો તમારે જાણે ઘરમાં એક શત્રુ આવ્યો. તમે દિવસે તો વખત છે મારા સામું પણ નહિ જુઓ! આ બધી લીલાનું માહાત્મ્ય મને સમજાવશો? સ્વામી સ્રીનો સંબંધ બહુ પવિત્ર છે એમાં બિલકુલ અ-પવિત્રતા છેજ નહિ. તોપણ મનુષ્યે પોતાના શ્રેષ્ઠ મિત્ર સાથે સ્વાધીન ભાવે વાત ન કરી શકે

એનું કારણ શું? સ્વામી સ્ત્રીની આ 'સંતાકુકડી'ની રમતજ અપવિત્ર વિચાર ઉત્પન્ન કરે છે. માટે પ્રત્યેક દંપતીએ આ 'સંતાકુકડી'ની ટેવ ત્યાગ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. મારૂં કહેવું એવું નથી કે આખો દિવસ પતિ પત્નીએ પાસેજ બેશી રહેવું. છેક બેશરમ થવાની પણ જરૂર નથી.

લજ્જા એ સ્ત્રીનો અલંકાર છે. છેક નિર્લજ્જ થવું એ પણ સારૂં નથી. પણ અસ્થાને લજ્જાને લીધે તમે તમારૂં કર્ત્તવ્ય ચૂકો એવું ન બનવું જોઇએ. લજ્જા સંબંધી પત્રમાં લખતાં બહુ લંબાણ થાય માટે લખતો નથી. રૂબરૂમાં એ વિષયની ચર્ચા વિસ્તારથી કરીશું. લખું છું તો ખરો પણ ત્યાં આવી કહેવાય ત્યારે ખરૂં! કારણ કે ઘણી વખત મનની વાતો મનમાં રહી જાય છે. ભારતવર્ષમાં કેટલા યુવકો મારી પેઠે સ્ત્રીને મન-માંજ ઉપદેશ આપતા હશે!

બીજું સ્વચ્છતા વિષે તમને કાંઇક કહેવાની જરૂર લાગે છે. બંગાલના સુધારક અને ઈશ્વરના

પરમ ભક્ત મહાત્મા કેશવચંદ્રસેને એક 'નવસંહિતા' નામનું પુસ્તક લખ્યું છે તે જોશો. એમના ધાર્મિક ઉપદેશ તમને ન રૂચે તો તે ગૃહણ ન કરશો, પણ એમના સામાજિક નિયમો, લગ્નના નિયમ, ગૃહ વ્યવસ્થા કેવી રીતે રાખવી ઇત્યાદિ નિયમોનું ખાસ મનન કરજો. આપણે એવા સુધારાની ખાસ જરૂર છે. તમે શરીર, વસ્ત્ર અને ઘરની બીજી વસ્તુ બરાબર સ્વચ્છ રાખતાં નથી. આ દોષ પણ સ્ત્રીઓને માથે કલંકરૂપ ગણાય. બેદરકારીથી શરીર તેમજ વસ્ત્ર અસ્વચ્છ રાખવાં એ બિલકુલ ઉચિત નથી. ઈશ્વરે કૃપા કરી તમને શરીર આપ્યું છે. તેના તરફ બેદરકાર રહેવું એ પણ પાપજ છે. કેટલીક સ્ત્રીઓ અસ્વચ્છ રહેવામાં માન સમજે છે. "કામનો અંત નથી અમે તો કામમાંથી નવરાંજ ક્યારે થઇએ છીએ!" ઇત્યાદિ અનેક વાક્યો સ્ત્રીઓ પોતાની બેદરકારી છૂપાવવા બોલે છે. સ્ત્રીઓનું આ બોલવું તદ્દન પાયા વગરનું છે' ઇચ્છા હોય તો શરીર અને વસ્ત્ર સ્વચ્છ રાખવા ઘણો

વખત મળે. કેટલીક સ્ત્રીઓ સાસરામાં પોતાના વસ્ત્ર અને દેહ અસ્વચ્છ રાખવામાંજ સાદાઇ સમજે છે. "વહુ બહુ ડાહી છે, સાદી છે, એટલી બધી કામગરી છે કે પોતાના શરીર અને વસ્ત્રનું પણ ભાન રાખતી નથી." સાસરા તરફથી આવાં અનેક વખાણ સાંભળવાને માટે અસ્વચ્છ રહી જે સ્ત્રી પોતાનું આરોગ્ય નષ્ટ કરે છે તેને અધર્મી અથવા મૂર્ખ કહેવામાં શો દોષ? શરીર તથા વસ્ત્ર અસ્વચ્છ હોય તેનાં વખાણ કર્યાં તો પણ શું? જે મનુષ્ય શરીર આરોગ્ય તરફ લક્ષ આપતો નથી તે મનુષ્ય જાતિની બ્હારજ છે! અને જેઓ તેમની પ્રશંસા કરી તેમને વૈતરૂં ઘસડવા ઉત્સાહિત કરે છે તેમને તો હું પશુજ માનું છું. પશુઓ તો કાંઈક પણ ઠીક! તેઓ તોપણ સ્વચ્છ રહેવા યત્ન કરે છે. તમારે એવાં પશુ તરફની પ્રશંસા માટે બિલકુલ કાળજી રાખવી નહિ. સારાં અને સ્વચ્છ વસ્ત્ર પહેરીએ તો લોકો મશ્કરી અથવા નિંદા કરે તેની બિલકુલ દરકાર કરશો નહિ. લોકો

આપણે માટે શું કહેશે એવું ધારી આપણે આપણું કર્ત્તવ્ય ચૂકવું એ મહાપાપ છે. બધું તમને ઉદ્દેશી-નેજ લખ્યું છે એમ સમજી ગુસ્સે ન થતાં.

'રામાયણ' બહુ ધ્યાન દઇને વાંચજો. માત્ર રામનો ઇતિહાસ વાંચી જવાથી 'રામાયણ' વાં-ચ્યાનું સાર્થક થતું નથી. પણ રામાયણમાંનાં પાત્રોનાં ચરિત્ર ઉપર ખાસ નજર રાખી દરેક પાત્રમાં જે ખાસ ગુણ હોય તે આપણા જીવનમાં ઉતારીએ ત્યારેજ વાંચનનું સાર્થક!

ભાભી માતુશ્રીને અયોગ્ય શબ્દો કહે અને તેમનું કહ્યું તમને અસત્ય લાગે તો તમારે તેમને કહેવુંજ જોઇએ! એમને ન કહેવાય તેનું શું કારણ? તેમનું કહેવું અસત્ય હોય તો પછી તેમનાથી ડર-વાનું શું? ભાભી તમારા કરતાં વયમાં દશ પંદર વર્ષ મોટાં હોય પણ સદ્વર્તન, બુદ્ધિ અને ડહાપ-ણમાં તમારા કરતાં ઓછાં હોય તો ખરી રીતે તો તમેજ મોટાં છો. એટલે તેમને કહેવાનો તમને હક્ક છે. પણ કહેવું તે નમ્રતાથી અને લેશ પણ

ક્રોધ કર્યા વિના કહેવું. તમારૂં જોઈ ભાભી બોલતાં ચાલતાં અને માતુશ્રીની સેવા કરતાં જો ન શીખે એ તો તમારીજ ખામી !

ઈશ્વરની પ્રાર્થના કરવાની ટેવ પાડી તે તો ઘણુંજ સારૂં કર્યું ! નઠારી સાસુઓ ઉત્પન્ન ન કરે એવી પ્રાર્થના કરવાને બદલે સારી સાસુઓ ઉત્પન્ન કરે એવી પ્રાર્થના કરજો. પછી સારી પુત્રવધૂઓને માટે પણ પ્રભુને કહેજો. કારણ કે બધે સાસુઓનો વાંક હોતો નથી. કેટલીક પુત્રવધૂઓ પણ એવી દુષ્ટ અને અવિચારી હોય છે કે તે સાસુઓને બહુજ દુઃખ દે છે. તમને ખબર છે કે પ્રભુ તમારી પ્રાર્થના ક્યારે સાંભળશે ? તમારી બ્હેનને અથવા માને દુઃખી જોઈ તમને કેટલું દુઃખ થશે ? તેમનું દુઃખ જોઈ તમને રડવું પણ આવશે ! જ્યારે ભારતવર્ષની હિંદુ સ્ત્રીઓનું દુઃખ જોઈ તમારી આંખમાં લોહીનાં આંસુ આવશે અને જ્યારે આવાં અશ્રુ બિંદુ સાથે તમે પ્રભુને પ્રાર્થના કરશો ત્યારે પ્રભુ તમારી પ્રાર્થના કબૂલ કરશે. તમે આખા ભારતવર્ષને

માટે પ્રાર્થના કરી છે તેથી મને તો ઘણોજ આનંદ થાય છે, તમારા જેવી થોડું ભણેલી સ્ત્રી ભારત વર્ષને માટે પ્રાર્થના કરે એ કાંઈ ઓછી વાત !

પેલા 'મહાત્મા'ની ખબર લખી તે વાંચી બહુજ દિલગીરી થાય છે ! હજુ હિંદુ સ્ત્રીઓ આટલી બધી અજ્ઞાન જાણી અમારૂં હૃદય તો ભેદાઈ જાય છે ! શું કરીએ હાલ કાંઈ ઉપાય નથી ! આવા સાધુઓને લીધે આપણને પછી સારા સાધુઓ તરફ પણ પણ અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે. તમે પણ એકાદ આશીર્વાદ લઈ આવ્યાં હોત તો ઠીક મજા પડતને ! મને તમારી મજાક કરવાનું તો મળતે ?!!

બ્હેન.......ના વૈધવ્યના સમાચાર વાંચી અત્યંત શોક થાય છે. વળી આપણા હિંદુઓની ક્રૂરતાનો વિચાર કરતાં તો આંખમાંથી આંસુ પણ પડે છે. એને માટે હું તમને શું લખું ? હાલ તો બિધવાઓ માટે જગતમાં બે વિચાર ચાલે છે. કેટલાક પુનર્લગ્નની હિમાયત કરે છે અને કેટલાક તેની ખાસ વિરૂદ્ધ છે. મારા વિચાર પ્રમાણે તો

એમને માટે બેજ રસ્તા છે. એક પુનર્લગ્ન અને બીજો ધર્મ પણ ધાર્મિક રસ્તે કાંઈ સઘળાં જઈ શકતાં નથી. વળી આપણા સંસારમાં પ્રથમથી યથાર્થ ધાર્મિક શિક્ષણ અપાતું નથી એટલે તો ધર્મમાં આગળ વધવું એ બહુજ કઠણ પડે છે. મારા મત પ્રમાણે જે સ્ત્રીઓ ધાર્મિક ઉન્નતિ કરી શકે તેમ હોય તેમને માટે માબાપે તેવી સવડ કરી આપવી પણ જે સ્ત્રીઓ તેમ કરી શકે એમ નથી તેમની પાસે બળાત્કારે વૈધવ્ય ન પળાવતાં તેમને જાહેર રીતે પુનર્લગ્ન કરાવવાં. આ પ્રશ્ન બહુ કઠણ છે. પત્રમાં બધું લખતાં બહુ લંબાણ થાય. તમને કહેવાનું એટલુંજ કે માણસ પોતાનું દુઃખ તેમજ પારકું દુઃખ વખત જતાં ભૂલી જાય છે. પોતાનું દુઃખ વખત જતાં ભૂલવું એ સારૂં છે પણ પારકું દુઃખ જીંદગી પર્યંત સંભારવું જોઇએ. જે છોકરાંનો બાપ અથવા મા મરી જાય છે તે છોકરાં પ્રતિ બે દિવસ તો જગત બહુજ માયા અને પ્રેમ દેખાડે છે પણ પછી તેમને સંભારતા પણ નથી. તમારે એવું ન થાય તે સાચ-

વજો. આ વિધવાનું દુઃખ તમને જીંદગી પર્યંત યાદ રહેવું જોઇએ; અને વખત આવ્યે ત્યારે તેમનાં દુઃખ ઓછાં કરવા પ્રયત્ન કરો ત્યારેજ તમને દુઃખ થયું હતું એમ સાબીત થાય.

આજ તો હજુ વાંચ્યું પણ નથી. વાંચવું એ પણ મારૂં કર્તવ્ય છે. કાગળ પણ પૂર્ણ થયો છે. ભણી રહ્યા પહેલાં લગ્ન થવાથી અડચણ તો ઘણી પડે છે પણ કાંઈ નહિ હવે નિભાવવુંજ એ આપણી ફરજ છે. બહુ લંબાણ થયું ! વળી તમને વાંચતાં પણ કંટાળો આવશે માટે કાગળ સમાપ્ત કરૂં છું. કોંઈ બાબત સમજ ન પડે તો ફરી ફરીને વાંચજો. કુશળ સમાચાર લખશો. માતુશ્રીને તેમજ ભાભીને પ્રણામ કહેશો.

લી. તમારો

શ્રીયુત્......



## સ્ત્રીનો પત્ર

પ્રિયતમ !

હું પત્ર લખવામાં વિલંબ કરતી અને તેથી તમને ચિંતા થતી જાણી બહુ દિલગીરી થાય છે. વળી મારો છેલ્લો પત્ર બહુ ગંદો અને અશુદ્ધ હતો એવું પણ તમે લખો છો. પ્રાણાધિક ! અમે તો હજી "નવા નિશાળીઆ." ભૂલો પણ થાય: દાસી હાથ જોડી માફી માગે છે. ભવિષ્યમાં એવું નહિ થાય તે માટે કાળજી રાખવા દૃઢ નિશ્ચય કર્યો છે. હવે તમારે એ બાબત નહિજ લખવું પડે.

તમારે થોડા વખતમાં રજા પડશે એ જાણી આનંદની સીમા રહેતી નથી. તમારાં દર્શન થોડાજ વખતમાં થશે એવો વિચાર આવતાંજ હું તો જાણે ઘેલી જેવી થઈ જાઉં છું. હું અહીં છું પણ મન તો હમ્મેશ તમારામાંજ રહે છે. આ રજાઓમાં ઘેર આવવાની ઈચ્છા ન હતી એવું તમારા પત્રપરથી જણાય છે. જો એમ હોય તો ખાસ મારે લીધે ઘેર

આવવાની જરૂર નથી. મારા સુખને માટે હું તમને તમારૂં કર્ત્તવ્ય ચૂકી તમારી ઇચ્છા વિરૂદ્ધ ઘેર આવવા કહેતી નથી. તમારી ઇચ્છાને આધીન રહેવું. એજ અમારી ફરજ છે. મારે લીધે અથવા મારી સાથે લગ્ન થવાથી તમને અભ્યાસમાં અડચણ પડે છે એવું જાણી મને બહુ દુઃખ થાય છે; પણ એમાં મારે શું કરવું ? મારા સુખને માટે તમે તમારૂં કર્ત્તવ્ય ન ભૂલશો.

પ્રાણેશ્વર કાલ રાત્રે મને એક ઘણુંજ સુંદર સ્વપ્ન આવ્યું હતું. કાલે હું માતુશ્રી સાથે અને તેમની પથારીમાં સૂતી હતી. નિદ્રા પણ જલ્દી આવી ગઇ. નિદ્રાવસ્થામાં મેં તમને મારી પાસે બેઠેલા જોયા. મને તમે અનેક ઉપદેશ આપતા અને મારૂં હૃદય બહુ શાંત થતું. પછી તમે તમારૂં ઘડીયાળ મને ટેબલપર મૂકવા આપ્યું. હું ઘડીયાળ મૂકવા ઉઠી પણ મારી બેદરકારીને લીધે ઘડીઆળ હાથમાંથી પડી ભાગી ગયું ! મેં તરત તમારી સામું જોયું; તમે બિલકુલ ગુસ્સે થયા નહિ પણ મને ધીરજ આપવા લાગ્યા એટલામાં મારી આંખ

ઉઘડી ગઇ અને સુખ નષ્ટ થયું. ઉઠીને જોયું-સર્વ મિથ્યા. માત્ર સ્વપ્ન માટે મને પણ જરા શોક થયો. મને વિચાર થાય છે કે જો સ્વપ્ન સાચું હોત તો જગતમાં કોઇ દુઃખી હોતજ નહિ, આ વખતે ઉઠી મેં ઘડીઆળમાં જોયું તો ત્રણ વાગ્યા હતા પછી મને ઉંઘ પણ ન આવી. આમતેમ આળોટીને રાત્રિ પૂરી કરી.

ઘેર આવશો ત્યારે તમારી સાથે વાતચીત કરવા વિષે તમે ઘણું લખ્યું છે. એનો ઉત્તર હું શું આપું? તમે મને ઉપદેશ આપો અને હું તે ન માનું એવો દિવસ તે પહેલાં મારૂં મૃત્યુ આવે તો ઠીક. મારા દોષ દેખાડો છો તેથી મને આનંદ થાય છે, પણ તમારા બધા ઉપદેશ મારાથી એક-દમ અમલમાં મૂકાતા નથી. કૃપા કરી મારા અપરાધ ક્ષમા કરશો અને દયા કરી નિરંતર સન્માર્ગે દોરજો.

સ્વચ્છ વસ્ત્ર અને શરીરને માટે તમે જે લખ્યું છે તેતો મને બહુજ ગમ્યું. તમારો એ ઉપદેશ તો હું બરાબર અમલમાં મૂકું છું. વળી

અમે સ્ત્રીઓ ઘણીવાર શરીર બરાબર ચાંપીને ન્હાતી નથી અને શરીર લૂછવાની તો અમારે બાધાજ! એ ટેવ પણ મેં છોડી દીધી છે, અને ન્હાયા પછી શરીર બહુજ ભાર દઇને લૂછું છું.

હમણાં અમે બધાં ભેગાં બેસી નિયમીત રીતે એક કલાક વાચનમાં ગાળીએ છીએ. વાંચીને આનંદ થશે કે પુરાણી હુ છું? 'નવસંહિતા' ઘણું સારૂં પુસ્તક છે. ભાષંતર કરતાં મૂળ બંગાળી પુસ્તક સારૂં હશે પણ મારા ભાગ્યમાં બંગાળી શીખવાનું કયાંથી?

ભાભીજીથી તો તોબા! આજે પણ "ઘરેણાં" માટે માતુશ્રી સાથે લડયાં. અમે વાંચીએ છીએ તેની પણ એમને કાંઇ અસર થતી નથી. ભાભી ભણેલાં તો છે પણ કોઇ દિવસ વાંચતાં નથી. એમને તો નકામી વાતો કરવી બહુ ગમે છે. તમે એમનાપર એક પત્ર લખજો.

પ્રાર્થનાનું રહસ્ય સમજાવ્યું તે ઠીક થયું! મારૂં હૃદય સરળ બનાવવા હું નિરંતર પ્રયત્ન કરીશ.

"રામાયણ" તો માતુશ્રી બહુ સારૂં સમજાવે છે. વળી તમે આવો ત્યારે રૂબરૂમાં બરાબર સમજણ પાડજો.

પત્રના અંતમાં લખો છો કે 'તમને કંટાળો આવે જાણી પત્ર સમાપ્ત કરૂં છું.' વાહ! નકામી અમારી મશ્કરી શા માટે કરો છો? મને તમારો પત્ર વાંચતાં કંટાળો આવે? એવો વિચાર તમને ક્યાંથી આવ્યો? તમારો પત્ર હું ચાર-પાંચ વખત વાંચું છું ત્યારેજ મને શાંતિ થાય છે. મને લાગે છે કે તમે તમારા મનની વાત લખી છે. મારો અસ્વચ્છ અને અશુદ્ધ પત્ર જોઇ તમને કંટાળો આવતો હશે, અને તેથી મને લખ્યું છે; પણ મને તો તમારા પત્રથી ઘણોજ આનંદ થાય છે. તમારો પત્ર વાંચતી વખતે તો જાણે તમારી સાથે વાતો કરતી હોઉં એવુંજ લાગે છે. તમારો પત્ર વાંચતી વખતે તમારી આપેલી તમારી છબી હું મારી સામે રાખું છું. આહા! આ વખતે મને કેટલો આનંદ થતો હશે! એ આનંદની કલ્પના

તમે પુરૂષો શું કરી શકો ? મારા પત્રથી તમને કંટાળો આવતો હોય તો પણ કૃપા કરી દાસીનો પત્ર એક વખત તો વાંચજો.

પારકાં દુઃખ ભૂલવા વિષે લખો છે. તે બરાબર છે. પણ આપણાથી એવું થતું નથી. પારકાં દુઃખ ભૂલી જવાય છે અને આપણાંજ દુઃખ નથી ભૂલાતાં. તમે આવો ત્યારે રૂબરૂમાં આ વિષે તમને વધુ પૂછીશ.

અમારી મૂર્ખાઇપર તમને હસવું આવે છે ? અને મજાક કરવાનું મન થાય છે ? હશે. તમારો વખત છે ? અમે મૂર્ખ બન્યાં એટલે સહન કરવા સિવાય બીજો ઉપાય નથી.

આ કાગળમાં હવે વધુ લખતી નથી. ઘરમાં સર્વ કુશળ છે. ઘરનું ઘણું ખરૂં કામકાજ હુંજ કરૂં છું. માતુશ્રીનું શરીર પણ ઠીક છે. પુરસદે તમારી સહભાગિનીને યાદ કરજો. મારા તરફથી અડચણ થતી હોય તો માફ કરશો. એજ લી.

દાસી શ્રીમતી...

પહેલો ભાગ સમાપ્ત.

# સોની કામનો હુન્નર

( કિંમત ચાર આના વી. પી. થી ૭ આના. )



આ પુસ્તક કેવું ઉત્તમ અને ઉપયોગી છે તેના માટે અમે કહીએ તેના કરતાં **ધન્વન્તરી** માસીકના વિદ્વાન અધિપતી શું કહે છે તે વાંચો કે બસ જુઓઃ—

× × હાલના ચાલુ જમાનામાં આપણે વિદેશી લોકોનું અનુકરણ કરવા લાગ્યા છીએ. યૂરોપ અમેરિકામાં અઢળક ધન છે, અને તે ધન ખર્ચતાં પણ ખુટતું નથી. કરોડો રૂપૈયાનાં દાન અને સાર્વજનિક કામો થાય છે. વૈભવના પદાર્થો એક પછી એક તેમને તુચ્છ લાગતા જાય છે, અને નવી નવી જાતની ફેશનો દાખલ થાય છે. તેમના સંસર્ગથી આપણામાં પણ ફેશનબાઇનું ભૂત દાખલ થયું છે, આપણા આગળના વખતનાં ટકાઉ ને મજબૂત કપડાંને પાણીચુ મળ્યું છે. અમદાવાદમાં અનેક પ્રકારનું

રેશમી કાપડ, સાડીઓ, ખંડ, શેલાં, પિતાંબર, રેશમી કોરના ધોતીજોટા, અને કસબનું કામ બનતું હતું, અને જે કપડાં પેઢી દરપેઢી ચાલતાં હતાં તેનો હવે કોઇ ભાવ પૂછતું નથી. જાપાનીઝ માછલાંની જાળ જેવી સાડીઓ, ચલોકા, રૂમાલ વગેરેની ખરીદી થવા લાગી છે. આજ પ્રમાણે ઘરેણાંમાં પણ ફૅશન પેસી ગઈ છે; પહેલાંનાં કલ્લાં, નકુર હાંસડીયો, સાંકળાં, સોના રૂપાના કંદોરા, ઉતરીયો, (દોરા). સોનાનાં નકુર કડાં, કલઇયો, વેઢવીંટીયો વગેરે અનેક જાતનાં આભુષણો જેમાં ઝાલણ આવતું નહોતું, અને નુકસાન પણ નહોતું, તે ઘરેણાં હવે લોકોને પસંદ પડતાં નથી. હવે સોનાની બંગડીયો, કડાં, અછોડા, સોનાના હાર, વગેરે ઘણી જાતનાં ઘરેણાં ઝાળણવાળાંજ કરવામાં આવે છે, અને તેની ઘડાઈ પણ તોલે ૨ કે ૩ રૂપૈયા પડે છે. એટલુંજ નહિ પણ તે સોનાને ગાળવા પછી રૂપિયે બાર આનાનું ધન પણ રહેતું નથી. તેવીજ ચાંદીનાં ઘરેણાંની દશા થઇ છે, અને તેમાં પણ મનગમતી ઘડાઇ લેવામાં આવે છે. આટલી ઘડાઇ લીધા છતાં પણ તે ઘરેણાં ઘડવામાં સોનું કાઢી લેવામાં કેવી યુકિતઓ થાય છે, અને આપણે ઘડાવવા પાસે બેઠા હોઇએ છતાં સોનીઓ પોતાની બોલીમાં એકએકને કેવા સમજાવે છે તે આ પુસ્તક વાંચવાથી જ-

ણાશે. હિંદુસ્તાનમાં દાગીના ઘડાવવાનો અને પહેરવાનો ચાલ સ્ત્રીઓમાં વિશેષ છે. દરેક માણસને સોનીને ત્યાં દાગીના ઘડાવવાનો પ્રસંગ આવેલો હોય છે. એટલુંજ નહિ પણ ઘડતી વખતે તેઓ પોતાની ભાષામાં વાત કરતા પણ સાંભળવામાં આવ્યા હશે. આ પુસ્તકમાં સોની લોકોમાં વપરાતી ભાષાના કેટલાક શબ્દો અને તેના અર્થ લખવામાં આવ્યા છે, અને કેવી યુક્તિથી સોનું રૂપું ચોરી લેવાની ગરબડ તેઓ કરે છે તે પણ બતાવ્યું છે. તેમજ તેમની ભાષાની વાતચિત પણ લખેલી છે. × × × મી ભીખાભાઇ સોની લોકોની ભાષા સંબંધે બાકી રહેલા શબ્દો કક્કાવારી અનુક્રમથી લખી કોષરૂપે બીજા ભાગમાં મૂકે તો તે શબ્દનો અર્થ શોધી કાઢવાને વધારે મહેનત પડે નહિ અને સોની લોકોને ત્યાં દાગીના કરાવતી વખતે આવા શબ્દમાં વાતચિત થાય તો કરાવનારને પણ સમજણ પડે, અને પ્રજાવર્ગ ઉપર મોટો ઉપકાર થાય. આ પુસ્તકનો બીજો ભાગ પણ મી૦ ભીખાભાઇ જલદી બહાર પાડશે તો લોકોને લાભકારક થશે એમાં કંઇ શંકા નથી.

મળવાનું ઠેકાણું—

ભીખાભાઇ છોટાલાલ ચોધરી.

જમાલપુર—અમદાવાદ.

આજના અંકનો વધારો.



હિંદુસ્તાનમાં પહેલ વહેલું

# મફત માસિક પત્ર

## દંપતી હિતેચ્છુ

દર મહિને ૩૨+૪૮ પાનાનું ઉત્તમોત્તમ વાંચન પૂરૂં પાડતું—ઉત્તમ લેખો—અને ચિત્રોથી ભરપુર નાતાલના અંક સાથે—મળે છે. આવું માસિક હિંદુસ્તાનમાં પહેલુંજ છે કે **જેનું લવાજમ બિલકુલ લેવાતુંજ નથી.** કાગળની આવી સખત મોંઘવારી છતાં આ માસિક પોતાનું કાર્ય કરે જાય છે. **માત્ર વાર્ષિક પોસ્ટેજ છ આના** વી. પી. થી આઠ આના. તાકીદ કરો. પાછલા તથા ખાસ અંક સીલક હશે તોજ મળશે.

**ભીખાભાઇ છોટાલાલ ચોધરી,**
જમાલપુર—અમદાવાદ.

---

એજંટો—

**ભાવનગર**—ખીમચંદ ફુલચંદ, ખંભાત—હીરાલાલ દયાશંકર દેવની પોળ, લીમુરૂ (આફ્રિકા) સી. એસ. પટેલ.



# દંપતી હિતેચ્છુ માટેના અભિપ્રાયો.

ગુજરાતી સાહિત્યમાં કદી પણ નહિ બન્યો હોય તેવો અપૂર્વ પ્રસંગ દંપતી હિતેચ્છુના જન્મથી બન્યો છે, એટલે રોયલ સોળ પેજી બેથી ત્રણ ફોર્મનું માસિક માત્ર વાર્ષિક ટપાલ ખર્ચના છ આના લઇને આપવાનું આવા કાગળની મોંઘવારીના સમયમાં રા. ચોધરીએ ગુર્જર સાહિત્યમાં પ્રથમજ સાહસ ખેડયું છે. જોકે માસિકની શરૂઆત છે છતાં એકંદરે જોતાં લેખો પણ જાણિતા લેખકોના હોવાથી વાંચવા જેવા છે. અમે ગુજરાતના આવી જાતના આ પ્રથમ માસિકને સર્વ રીતે ઉન્નતિ ઇચ્છીયે છીયે

હિંદુસ્થાન

આ માસિક વગર લવાજમે મોકલવામાં આવે છે++ તંત્રી ભીખાભાઇ છોટાલાલ ચોધરી જમાલપુર અમદાવાદ છે. વગર લવાજમે માસિક પહોંચાડવાનું આ ભીખાભાઇ છોટાલાલનું પ્રથમ સાહસ છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

ધન્વન્તરી

માત્ર જાહેર ખબરોની આવકપર આધાર રાખી મફ્ત બહાર પડતું આ પ્રથમ માસિકજ છે. જે દરેકે મંગાવવું જોઇએ. લેખો પણ ઉપયોગી જણાય છે.

દિગંબર જૈન

માસિકનો અંક પહોંચ્યો છે તે માટે ઉપકાર માનું છું. પ્રસંગ ઉપર લેખો મોકલતાં મને આનંદ થશેxx

**અમૃતલાલ સુંદરજી પઢીઆર**

આપણે બન્ને દેશના સુધારાના માટે પ્રયત્ન કરીએ છીએ અને મારી એવી આશા છે કે આપનું સ્તુત્ય કામ વિશેષ ફળિભુત થશે.

**મુક્તિ સમાચારના તંત્રી**

આપની તરફથી મફત માસિકની પહેલ થઇ છે અને મફત આપો છો તેમ સારૂં માસિક આપશો તો ગુજરાત તમારૂં ખરેખર આભારી થશે.

**ન્હાનાલાલ દ. કવિ.**

---

અમારે ત્યાં દરેક જાતનું છાપકામ સસ્તું, સફાઇદાર કરાવી આપવામાં આવે છે. બહારગામવાળાને પ્રુફ વાંચવાની તથા ધક્કા ખાવાની મુસ્કેલીમાંથી મુક્ત થવાય છે. એકવાર કામ પાડી ખાતરી કરો.

રૂબરૂ મેળાપ—સવારના ૭ થી ૯ સુધી,

**ભીખાભાઇ છોટાલાલ ચોધરી.**

જમાલપુર—ટોકરશાનીપોળ નં. ૧૬૦૯–૧૦

**અમદાવાદ.**

# આથીતે કેટલું સસ્તું હોઈ શકે

## માત્ર દશ આનામાં ચારસેં પૃષ્ઠનું ઉત્તમોત્તમ વાંચન

## દંપતી ધર્મ પુસ્તકમાળાઃ

આ માળા કાર્તિક ૧૯૭૩થી શરૂ થઇ ચૂકી છે. જેનાં પુસ્તકો એક પછી એક વિદ્વાન કવિઓની કલમથી લખેલાં તૈયાર થાય છે. આવી મોંઘવારીના સમયમાં આ પણ અમે કેટલું સસ્તું આપીએ છીએ તે આપ જુઓ. ૧ લું પુસ્તક પ્રખ્યાત કવિ, સાક્ષર, વક્તા શ્રીયુત વસંત (વસનજી દયાળજી ગણાત્રા) નું લખેલું **"પવિત્ર પ્રભુ પ્રેમનો પ્રભાવ"** બહાર પડયું છે. જે દરેક મનુષ્યને હાથમાં લીધા પછી છોડવું ગમતું નથી. વાર્ષિક લવાજમ દશ આના (દંપતી હિતેચ્છુના ગ્રાહકને આઠ આના બન્નેના ચૌદ આના) વી. પી. પોસ્ટથી બે આના વધારે ગ્રાહકો કરતાં થોડીકજ નકલો વધારે છે તો તાકીદ કરો.

**ભીખાભાઈ છોટાલાલ ચોધરી.**

જમાલપુર—**અમદાવાદ.**

(પુસ્તકોની પસંદગી માટે સાથેના પેજ ઉપર જુઓ.)

# દંપતીધર્મ પુસ્તકમાલાનાં પુસ્તકોની પસંદગી.

નીચેનાં પુસ્તકોમાંથી યથાસંયોગે નીકળતાં રહેશે.

| પુસ્તકનું નામ. | લખનાર. |
|---|---|
| ૧ પવિત્ર પ્રભુ પ્રેમનો પ્રભાવ | શ્રીયુત—વસંત |
| ૨ દંપતી પત્રાલાપ | શ્રીયુત—એમ. એમ. ભટ્ટ |
| ૩ નવીન ગૃહિણી | શ્રીયુત—વ્રજવિહારી |
| ૪ દંપતી વાર્તાવિહાર | શ્રીયુત—વિદ્યાવિનોદિ |
| ૫ વિદ્યાધર અથવા બે વિદ્યાર્થી | શ્રીયુત—"ક" |
| ૬ દંપતી ગઝલમાળા ભાગ૨જો | શ્રીયુત—મુસાફિર |
| ૭ સોહાગીની | શ્રીયુત—એમ. એમ. ભટ્ટ |
| ૮ ચડતી—પડતી | શ્રીયુતવિદ્યાવિનોદિ |
| ૯ સાધુ કે શયતાન | શ્રીયુત—જી. બી. ભીંગરાડકર |

ઉપર જણાવેલાં પુસ્તકોમાંથી યથાસંયોગે નિકળતાં રહેશે, તેમાં ફેરફાર કરવાનો મેનેજરને અધિકાર છે. વાર્ષિક લવાજમ ચારસેં પૃષ્ઠના દશ આના. લખો—

**ભીખાભાઇ છોટાલાલ ચોધરી.**

જમાલપુર—અમદાવાદ.

## ગુપ્તમાં ગુપ્ત બાબત બહાર આવી છે !!!

# સોનીકામનો હુન્નર

સોની પોતાની ચાલાકી કોઇને ન બતાવે તે આ પુસ્તકમાં ભાષા સાથે વર્ણવી છે. જેની કિંમત માત્ર ચાર જ આના છે વી. પી. થી છ આના

આ પુસ્તક વિષે અમે વખાણ કરીએ તેના કરતાં જાહેર પત્રો શું કહે છે તે વાંચો તો બસ છે.

---

સોની લોકો પોતાના ધંધામાં ઘણી અપ્રામાણિકતા ચલાવે છે અને દાગીના ઘડાવનારાઓને હમ્મેશાં છેતરે છે. થાપ મારે છે એ વાત એટલી તો ઉઘાડી પાડી છે કે એ બાબત વિશેષ સ્પષ્ટિકરણ કરવાની જરૂર નથી. ગ્રાહકોને છેતરવાની તેમની કેટલીક ચાલાકીઓ આ પુસ્તકમાં સારી રીતે ઉઘાડી પાડવામાં આવી છે. દાગીના ઘડાવનાર દરેક માણસે આ પુસ્તક વાચવું જોઇએ. **ગુજરાતી પંચ**

આ પુસ્તકમાં સોનીની બોલી, રીતભાત વગેરેની હકીકત આપી એક સોની અને ગ્રાહકનો સંવાદ આપેલો છે. તે વાંચવાથી ઘરેણાં ઘડાવનારને અનેક પ્રકારની ચેતવણી મળી શકશે. **દિગંબર જૈન**

આ ઉપરાંત બીજા કેટલાક પત્રોના અભિપ્રાય સ્થળ સંકોચના લીધે આપી શકયા નથી.

મળવાનું ઠેકાણું-**ભીખાભાઈ છોટાલાલ ચોધરી,**

જમાલપુર-**અમદાવાદ.**

સ્વદેશીની હિમાયત સાથે સ્વધર્મ સાચવવો હોય તો

## સાબુ બનાવવાનો હુન્નર

મંગાવી બનાવતાં શીખો. જેમાં અગ્નિની પણ જરૂર પડતી નથી; અને સહજમાં ઉત્તમ સાબુ તૈયાર થાય છે, તો આવી તક નહિ ગુમાવતાં એકવાર મંગાવી ખાત્રી કરો. કિંમત માત્ર અઢી આનાની ટીકીટો મોકલી મંગાવો વી. પી.થી ચાર આના.

ઘેર બેઠાં તારંગાજીની યાત્રા કરવી હોય તો

## તારંગાનો ભોમિયો

માત્ર ત્રણ જ પૈસાની ટીકીટો મોકલી મંગાવી અનુભવ કરો.

મફત મફત મફત

## વૃદ્ધનગર (ખંડ) નો ગરબો

નાગરોને અતિ ઉપયોગી માત્ર પોસ્ટેજની અર્ધા આનાની ટીકીટો મોકલી મંગાવો.

છપાય છે છપાય છે

## દંપતી ગજલ સંગ્રહ.

રા. મુસાફિરની કલમથી લખાએલી ગજલોનો સંગ્રહ છપાઈ તૈયાર થવા આવ્યો છે. તાકીદે મંગાવો કિંમત છ આના વી, પીથી આઠ આના

ભીખાભાઈ છોટાલાલ ચોધરી.
જમાલપુર—અમદાવાદ.

## બોધદાયક પુસ્તકો

| | |
|---|---|
| શ્રી નાથજીનું પ્રાગટ્ય (ત્રીજી આવૃત્તિ છપાય છે) ... ... ... | ૦-૮-૦ |
| વિષયાદેવી યાને ઝેરનો પ્યાલો ... | ૦-૧-૦ |
| અરેબિયન નાઇટ્સ ... ... | ૩-૦-૦ |
| બીરબલ અને બાદશાહ... ... ... | ૦-૧૨-૦ |
| ભોજ અને કાલિદાસ ... ... ... | ૦-૬-૦ |
| રમણ અને તારા ... ... ... | ૦-૧૨-૦ |
| મદનચંદ્ર ... ... ... ... | ૧-૮-૦ |
| ગોદાવરી ... ... ... ... | ૦-૮-૦ |

આ ઉપરાંત દરેક જાતનાં પુસ્તકો મળી શકશે એક વાર ઓર્ડર આપી ખાત્રી કરો.

**ભીખાભાઇ છોટાલાલ ચોધરી,**

**જમાલપુર—અમદાવાદ.**


શ્રી સત્ય પ્રકાશ પ્રી. પ્રેસ—અમદાવાદ.

# હિંદુસ્તાનમાં પહેલવહેલું

# મફત માસિકપત્ર

# દંપતી હિતેચ્છુ

દર મહીને ૩૨–૪૮ પાનાનું ઉત્તમોત્તમ વાંચન પૂરું પાડતું ઉત્તમ લેખો તથા ચિત્રોથી ભરપુર નાતાલના અંક સાથે મળે છે. કાગળની આવી સખ્ત મોંઘવારી છતાં આ માસિક પોતાનું કાર્ય કર્યે જાય છે. **લવાજમ બિલકુલ લેવાનું નથી માત્ર વાર્ષિક પોસ્ટેજ છ આના** વી. પી. થી આઠ આના તાકીદ કરો. પાછલા તથા ખાસ અંક સીલક હશે તોજ મળશે.

**ભીખાભાઈ છોટાલાલ ચોક્સી અમદાવાદ**



આ ટાઈટલ મુકુંદ આર્ટ પ્રેસ-અમદાવાદમાં
મહારાજ નટવરલાલ ગિરધરલાલજીએ છાપ્યું.